૧૧. શ્રી હર્ષપુરીય ગચ્છરૂપી સમુદ્રને ઉલ્લાસ પમાડનાર ચંદ્ર સરખા, વાણીરૂપી આભૂષણોથી શોભતા રાજશેખર ગુરૂ કે જે સૌજન્યને ઉત્પન કરનારા, છે તેમણે દુષ્કર્મોના મર્મને તોડનાર આ શ્રી શાંતિચરિત્રની શુદ્ધિ કરી છે છતાં પણ પંડિત જનોએ મારીપર અનુપમ પ્રસાદ કરીને શુદ્ધિ કરવી.

૧૨. જે અરિહંતના ચરણ કમલને સેવતો, હંમેશાં ઉત્તમ ગુરુની ભક્તિરૂપી અગાધ સરોવળમાં ક્રીડા કરવાથી નિર્મલ પાંખવાળો હંસ જેવો બનીને જલને દૂધના ભેદને જાણતો હંસ સરખો ધર્મને અધર્મના ભેદનો જાણકાર છે એવો પુરૂષ શ્રી શાંતિજિનેશ્વરનું કાવ્ય ભણવામાં હર્ષ મેળવે છે.

૧૩. જે પંડિતો કાલિદાસે રચેલા કાવ્યોમાં, શ્રી ભારવીએ તથા માઘ પંડિતે બનાવેલા મહાકાવ્યોમાં દોષો દેખાડે છે. વળી હર્ષ પંડિતે રચેલા નૈષધ મહાકાવ્યમાં પણ દોષ દર્શાવે છે. તેવા પંડિતો પણ શાંતિનાથ મહાકાવ્યમાં જે ગુણો છે તેનું જ વર્ણન કરે છે.

૧૪. મિથ્યાત્વ યુક્ત, બનેલા ઉપરોક્ત પાંચ કાવ્યો છે. જે પહેલાં તો ભણનાર માટે નિરંતર વ્યુત્પત્તિ આપે છે તેમ આચાર્યો કહે છે કે. હે સમકિતવંત જીવો તેની માફક આ શાંતિનાથ મહાકાવ્ય, જો સહેલાઇથી થાય તો કયું વાંછિત તેને મળ્યું નથી! અર્થાત બધું જ મળ્યું છે.

૧૫. હે પ્રમોદધારી પંડિતો અનુષ્ટુપ્ પ્રમાણે બત્રીશ વર્ણોની રચનાથી માપતાં આ શાંતિનાથ મહાકાવ્યમાં બાસઠસોને બોંતેર શ્લોકથી પણ વધુ પ્રમાણ થાય છે.

૧૬. રાગદ્વેષનું અદ્વિતીય કારણ જે મોહ તેનો નાશ કરી કેવલજ્ઞાન વડે ત્રણલોકના ભાવને જાણનાર તીર્થંકરે કરેલો ધર્મ, કથન કરેલો ધર્મ આ જગતમાં જ્યાં સુધી વર્તે છે ત્યાં સુધી આ શાંતિનાથ ચરિત્ર વિદ્વાનો દ્વારા હંમેશાં ભણાતું રહો.

૧૭. વિક્રમ સંવત ૧૪૧૦ ની સાલમાં જેઠ માસમાં સુદિ ત્રીજના દિવસે શ્રી શાંતિનાથ ચરિત્રની રચના પૂર્ણ થઇ. શુભ ભૂયાત્ પરમપૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજય દર્શન સૂરિજીએ બનાવેલ ટીકાના આધારે ગુજરાતી ભાષામાં અનુવાદ તેમના શિષ્ય પન્યાસ પ્રિયંકર વિજયજી ગણીએ લખ્યો છે. તે સુજ્ઞપંડિત પુરૂષોએ ભાષામાં કોઈ દોષ ત્રુટિ હોય તો સુધારીને વાંચવો એજ અભ્યર્થના વિ. સં. ૨૦૨૧ ના ભા. વ. ૯ ને શનિવારે લખ્યો છે. સર્ગ ૧૯ મો પુરો થયો અને તેની પ્રશસ્તિ પુરી થઈ.